ગાંડીવ મુદ્રણાલય કેળાપીઠ સુરતમાં છાપી ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કરી: ભાદરવો: ૧૯૮૪. આવૃત્તિ પહેલી કિંમત આનો એક






આ નાનકડું નાટક કોઈ પણ જાતના મુરબ્બી વિના નાનાં બાળકો ભજવી શકે એ રીતે એની યોજના કરી છે. વસ્તુ ઘણું જૂનું અને જાણીતું છે, તેને માત્ર અમુક સ્વરૂપજ આપ્યું છે.

સમય: સાંજના

પાત્રો: ભીમો ને તેનો દીકરો

પાછળથી પડોશી એમો.

ભીમો: હરિયા, આપણી ભુરકી પાડી કેમ જણાતી નથી? બધાં ઢોર તો આવી ગયાં. પણ ભુરકી નથી દેખાતી.

હરિયો: ભા, કશે દૂર ગઈ હશે ચરવા, તે હમણાં આવી લાગશે.

ભીમો: દીવા તો થવા આવ્યા. રોજ તો આટલું મોડું નથી થતું. આજે આમ કેમ?

હરિયો: જરા છૂટી ગઇ હતી ભા! એ નાકા ઉપરજ હશે.

# મિ યા ઉં !

## પ્રવેશ ૧ લો

સ્થળ: ઝુંપડી

સમય: સાંજનો

પાત્રો: ભીમો ને તેનો દીકરો

પાછળથી પડોશી ખેમો.

ભીમો: હરિયા, આપણી ભુરકી પાડી કેમ જણાતી નથી ? બધાં ઢોર તો આવી ગયાં. પણ ભુરકી નથી દેખાતી.

હરિયો: ભા, કશે દૂર ગઈ હશે ચરવા, તે હમણાં આવી લાગશે.

ભીમો: દીવા તો થવા આવ્યા. રોજ તો આટલું મોડું નથી થતું. આજે આમ કેમ ?

હરિયો: જરા છૂટી ગઇ હતી ભા ! એ નાકા ઉપરજ હશે.

ભીમોઃ જોને ત્યારે, આટલામાં હોય તો ઢુંડી આવને.

હરિયોઃ વારૂ ભા.

(હરિયો જાય છે)

ભીમોઃ હરિયો તો નાદાન છે. આજકાલ ઢોરને સૂનાં મૂકવા જેવું નથી. ઉપડી જતાં વાર નથી લાગતી. પેલા શિવા પટેલનો બળદ ગયો તે ગયોજ ને! પરમ દહાડે રાધી પણ બૂમ પાડતી'તી કે મારૂ એક બકરૂં હજુ જડતું નથી. રખેને મારી ભુરકીનું પણ એવું થાય !

(હરિયો આવે છે).

હરિયોઃ ભા, ઢુંકડામાં તો નથી દેખાતી. હું ઠેઠ શિવાકાકાના ખેતર સુધી જઇ આવ્યો, પરંતુ કંઈ ભાળ ન પડી.

ભીમોઃ મને થાય છે હરિયા, કે કોઇ ચોરીજ ગયું હશે !

( બહારથી બૂમ પડે છે; " ભીમા કાકા " )

કોણ છો? આવોને !

( ખેમો આવે છે )

ખેમોઃ કેમ ભીમાકાકા? તમે તમારી ભુરકી વેચી નાંખી? વેચવી'તી તો મને કહેવું'તું ને! હું ન લઇ લેત?

ભીમો: (અજાયબીથી) ના રે ભા ખેમા ! મેં કંઈ વેચી નથી. ભુરકીને વળી વેચું શાને ? આ તો ઉલટી એ જડતી નથી તેના વિચાર ચાલેછે. તને કોણે કહ્યું કે મેં ભુરકીને વેચી નાંખી?

ખેમો: પેલા પાંચાએ કહ્યું—

હરિયો: (અજાયબીથી)—પાંચા ચોરે—

ખેમો: હા, પાંચા ચોરે ! એ દોરીને જતો હતો. મેં પૂછ્યું, અલ્યા ક્યાં લઈ જાય છે ! તો કહેઃ મારે લઈ જવી હોય ત્યાં. તું કોણ પૂછનાર ? અમારા ઢોરને અમે ગમે તે કરીશું !

ભીમો: એ તો એજ ! ભાંમટો રસ્તેથી વાળીને ચોરી ગયો !

હરિયો: હા ભા, એમજ થયું લાગે છે. હવે શું કરીશું ?

ખેમો: ભીમાકાકા ! હવે તો એને કચેરીએ ઘસડો. એ શિવાય ઉપાય નથી. બધાને બહુ રંજાડે છે એ ચોરટો !

હરિયો: બાપા, રાધીકાકીની બકરી પણ એણેજ ચોરી હશે !

ભીમો: તે તો આપણે શું જાણીયે ? પણ કાલે

આપણે તો ફરિયાદ નોંધાવી દઇશું. કંઇ લોકોનાં ઢોર મફત આવે છે? આપણો પુરાવો પણ મજબૂત છે. ભેમા, તું સાક્ષીમાં આવીશ ને?

ભેમોઃ હુઉવે કાકા, કેમ ન આવું!

ભીમોઃ ઠીક ત્યારે. ચાલ અંદર, થોડો નાસ્તો કરીને જા.

[બધા અંદર જાય છે.]

## પ્રવેશ બીજો

સ્થળ: શિવશંકર વકીલની ઓફીસ
સમય: સ્હવારનો
પાત્રો: વકીલ શિવશંકર ને કારકુન
પાછળથી પાંચો

(વકીલસાહેબ બેઠા બેઠા છાપું વાંચે છે. ચશ્મા આંખે ચઢાવેલા છે. કારકુન લખે છે.)

શિવશંકરઃ (છાપાંમાંથી મ્હોં કાઢી) જોયું કે ધીરજલાલ! આ પેલા મુંબાઇના કેસમાં પેલો વીરસુખરામ હારી ગયો, હોં!

ધીરજલાલ કારકુનઃ (હસીને) હા સાહેબ. મેં વાંચ્યું'સ્તો. આપણે એને પહેલેથીજ કહ્યું'તું કે તું અપીલ ન જા. આમાં જીતવાનો નથી. છતાં એ લાડવો ખાવા ગયો તો કહીએ લેતો જા.

શિવશંકરઃ હવે બીજા કેસમાં આપણી પાસે આ-વવો જોઇએ, પછી એની વાત. તમે નાથુ શેઠ પાસેથી ઉઘરાણી લાવ્યા કે નહિ? એનો કેસ પતી ગયાને ઘણો વખત થયો. પછી ભારે થઇ જશે.

ધિરજઃ અવારનવાર ફેરો તો ખાઉં છું સાહેબ. આ લખવાનું પતાવી જઈ આવું છું.

શિવશંકરઃ ત્યારે સાથે એટલું કરજો, રસ્તામાં રસ્તો. પેલા પ્રાણુલાલને ત્યાં કહેતા આવજો કે તમા-રી નોટીસનો જવાબ આવ્યો છે, પણ કેસ નક્કી માં-ડવો પડશે માટે આવી જજો.

ધીરજલાલઃ વારૂ સાહેબ. (જાય છે)

(થોડીવારે બહારથી બૂમ પડે છે)

વકીલ સાહેબ છે કે?

(વકીલ સાહેબ ધોતીયું ખંખેરી ટેબલ સમારી ઉભા થઇ જવાબ આપે છે,—કોણ છે? આવો)

(પાંચો દાખલ થાય છે. એના હાથમાં એક કાગળીયું છે.)

વકીલ: બેસો, ખુરશી પર બેસો પટેલ. હું જરા આ થોડા

(પટેલ બેસે છે)

કાગળ વાંચી લઉં. પછી વાત કરીએ

(થોડીવારે)

બોલો પટેલ.

પાંચો: સાબ મારા પર આ સરકારી કાગળીયું આવ્યું સે, તેનું ચ્યમ સે તે જુઓ ને!

વકીલ: (હાથમાં લઇ વાંચે છે) આ તો સમન્સ છે સમન્સ. તમે ચોરી કીધી છે? ભીમા પટેલની પાડી ચોરવાનો તમારી પર આરોપ છે. મને બરાબર ફ્રી આપશો તો તમને છોડાવી મૂકીશ.

પાંચો: તે ફી તો આલશું સ્તો. પણ ચ્યમ કરવું તે તો કહો.

વકીલ: પાડી તમે ચોરી છે?

પાંચો: તમારે તેનું શું કામ છે? તમારી ફ્રી કહો ને મને છોડાવી આલો એટલે તમને ફ્રી આલીશું.

વકીલ: તે પટેલ, જુઓ. તમારો કેસ સહેલો નથી! ભીમો પટેલ સાક્ષી પણ મૂકશે; એ સામે તમારી પાસે સાક્ષી છે?

પાંચો: શેના સાક્ષી ?

વકીલ: તમે તે દહાડે અહિં હતાજ નહિ. બહારગામ હતા. એવો કંઇ પુરાવો છે ?

પાંચો: એવો પુરાવો તો કાંઇ ન મળે. મારી પાસે સાક્ષી નથી. હું તો અહિંજ હતો એમ બધા જાણે છે.

વકીલ: બીજી જુક્તિ મારી પાસે છે. પણ તેની ફી રૂપિયા પચાસ થશે. પચાસ રૂપિયા ખરચાશે ?

પાંચો: હઉવે. મારે જેલમાં જવું નથી. મારી આબરૂ બચાવો તો સો રૂપિયા શી વિસાતના છે !

વકીલ: વારૂ ત્યારે; જુઓ પટેલ, હાલ એક વીસ રૂપિયા આપો.

પાંચો: હાલ તો કંઇ નહિ મળે. છોડાવી આપો તો ફી આલું. નહિ તો કાંઈ નહિ.

વકીલ: તે બને નહિ. હાલ તો કંઇ બાનું મળવુંજ જોઇએ.

પાંચો: તે આજે સાંજે આલી જઇશ.

વકીલ: ઠીક ત્યારે. સાંજે હું તમને ઉપાય બતાવીશ. જાવ, સાંજે આવજો.

પાંચો: લ્યો ત્યારે, હાલ રૂપિયા પાંચ રાખો (આપે



છે) બીજા કેસ પતે પછીથી આપીશ. ચાલો કહો.

(વકીલ રૂપિયા ગજવામાં મૂકે છે)

વકીલઃ જુઓ, આમ પાસે આવો.

(પાંચો પાસે આવે છે. પછી વકીલ તેના કાનમાં કંઈ કંઇ વાતો કરે છે. તે સાંભળી પાંચો હસે છે ને પછી)

પાંચોઃ વાહવાહ ! વકીલ સાહેબ, અચ્છી કરી !

વકીલઃ તમારાથી થશે ને ?

પાંચોઃ હઉવે. બરાબર થશે. તુમારે જરાયે ફિકર ન રાખવી.

વકીલઃ ઠીક ત્યારે, સોમવારે કેસ છે. તેમાં વેળાસર આવી રહેજો. ચાલો હવે, મારે નહાવા જવાની વખત થઈ. (પાંચો જવા માંડે છે) રામરામ પટેલ.

પાંચોઃ એ—રામરામ

(જાય છે.)

## પ્રવેશ ત્રીજો

સ્થળઃ કચેરી

પાત્રોઃ ન્યાયાધીશ, પટાવાળો, શિરસ્તેદાર, ભીમો, ખેમો, હરિયો, વકીલ, પાંચો વગેરે

(પટાવાળો નેકી પોકારે છે—નિધા રાખીયો મહેરબાન—ને ન્યાયાધીશ આવીને બેસે છે. જરા વાર બેસી રહે છે. થોડા કાગળીયા કાઢી વાંચે છે. પછી)

ન્યાયાધિશઃ શિરસ્તેદાર ! શિરસ્તેદાર ! ચાલો. કેસ કાઢો, પહેલો કોણ છે ?

શિરસ્તેદારઃ ( પટાવાળાને ) બૂમ પાડ પટાવાળા, ભીમા નાયકને

પટાવાળોઃ ( બૂમ પાડે છે ). ભીમો ના...યક, ભીમો ના...યક !

શિરસ્તેદારઃ પાંચો પટેલ

પટાવાળોઃ પાં...ચા પટેલ, પાંચા પટેલ......

(એજ મુજબ હરિયા ને ખેમાને બૂમો પાડે છે છેવટે વકીલ મી. શિવશંકરને પણ બૂમ પડે છે. એ બધાં આવીને હાજર થાય છે.)

શિરસ્તેદારઃ ભીમો નાયક, ખડા રહો. (ભીમો ઉભો રહે છે) ઇશ્વરના સોગંદ પર કહો કે જે બોલીશ તે સાચું બોલીશ.

(ભીમો નાયક એ મુજબ બોલે છે)

ન્યાયાધીશઃ પાડી તમારી ચોરાઇ છે ?

ભીમાઃ જી હજુર, હા જી. મારી પાડી ચોરાઇ છે. મારી પાડી ભુરા રંગની છે. તેને અમે ભુરકી કહીએ છીએ.

ન્યાયાધીશઃ તમને કોઇ પર શક છે ?

ભીમોઃ જી, હા. પાંચા પટેલેજ ચોરી છે.

ન્યાયાધીશઃ સાક્ષી પુરાવો છે કે ?

ભીમો: જી, સાક્ષીમાં મારા પડોશી ખેમાએ પાંચા-ને જાતોજાત જોયો છે. પાંચો પાડી લઇને જતો હતો.

ન્યાયાધીશ: ખેમાને બોલાવો.

( ખેમો હાજર થાય છે.)

ન્યાયાધીશ: તને જે પૂછું તેનો સાચો જવાબ દેશે કે ?

ખેમો: જી, હજુર

ન્યાયાધીશ: ભુરકી પાડી પાંચાએ ચોરી છે ?

ખેમો: જી, પાંચો લઇને જતો હતો. પાડી મેં ઓળખી, કેમકે મારે વેચાતી લેવી હતી. પાંચાને પૂછ્યું: તો કહે કે મેં વેચાતી લીધી છે. પછી ભામા પટેલને પૂછ્યું તો કહે કે ચોરાઈ ગઈ છે. એટલે પાંચોજ ચોરી ગયલો.

ન્યાયાધીશ: વારૂ, પાંચો પટેલ હાજર થાય.

(શિવશંકર વકીલ અને પાંચો બંને સાથે હાજર થાય છે.)

શિવશંકર: સાહેબ, મારો અસીલ હાજર છે. એની તબીયત સારી નથી. એને ચિત્તભ્રમનો રોગ છે. એ ચોરી કરી શકે એવી સ્થિતિમાંજ નથી. એના પર ખોટો આરોપ ભીમા નાયકે મૂકેલો છે. ભીમો એના પર દ્વેષભાવ રાખે છે.

ન્યાયાધીશઃ એની તબીયત વિષે શું પુરાવો છે?

શિવશંકરઃ ડાકટરના સર્ટીફીકેટ છે સાહેબ. વધુ-માં આપ જાતે ખાતરી કરી જોશો.

ન્યાયાધીશઃ પટેલ, તમારૂં નામ શું?

પાંચોઃ મિઆઉં—

ન્યાયાધીશઃ તમારૂં નામ શું? બરાબર જવાબ દો.

પાંચોઃ મ્યાઉં મ્યાઉં મ્યાઉં (ગાંડો હોવાના જાત-જાતના ચાળા કરે છે.)

શિવશંકરઃ બરાબર જવાબ આપો પટેલ. ન્યાયા-ધીશ સાહેબ પૂછે છે!

પાંચોઃ બ્યાઉં મ્યાઉં બ્યાઉં!

શિવશંકરઃ જોયું કની સાહેબ? એના મગજમાં એવું ભૂત ભરાયું છે કે એક સાધુએ આવી મંતર જંતરથી મને બિલાડો બનાવી દીધો. આજ કેટલા મહિનાથી એ આમ ને આમજ કરે છે! એ ચોરી કરવા જાય ક્યાં......

ભીમોઃ સાહેબ, આ બધા ઢોંગ છે......

શિરસ્તેદારઃ વચ્ચે ન બોલો. મુંગા મુંગા જોયા કરો.

ન્યાયાધીશઃ (એકદમ ઘાંટો કાઢી) પટેલ, એકદમ



બોલો. તમે પાડી ચોરી છે ?

પાંચો: મ્યાઉં બ્યાઉં વ્યાઉં ! પાડી બાડી જાડી

લાડી ગાડી નાડી તાડી દાઢી હાંડી ઝુમ્મર વેલણુ તવેથો મ્યાઉં બ્યાઉં બ્યાઉં......

ન્યાયાધીશ: (મનમાં) આ તો કંઈ જવાબ દેતો નથી. ગાંડોજ લાગે છે. વળી એક સવાલ પૂછવા દે. (મોટેથી)

એઈ મિયાઉંડા! તું ભીમા નાયકની પાડી ચોરી ગયો છે ખરૂં કેની?

પાંચો: મ્યાઉં......ભીમો ખીમો ગીમો નીમો વીમો હીમો મ્યાઉં બ્યાઉં બ્યાઉં મ્યાઉં મ્યાઉં મ્યાઉ.

ન્યાયાધીશ: (હસીને) આ તો તદ્દન ગાંડો છે. એનાથી વળી ચોરી શાને થાય?

(મોટેથી) મી૦ શિવશંકર!

શિવશંકર: જી!

ન્યાયાધીશ: તમારો અસીલ બિલકુલ ગાંડો દેખાય છે.

શિવશંકર: મારૂં કહેવું એજ છે, સાહેબ! આપજ કહી શકશો કે સાહેબ એનાથી ચોરી થઈ શકે!

ન્યાયાધીશ: ના. ચોરી કરવા જેટલું એનું મગજ ઠેકાણે નથી! (મોટેથી) ભીમા નાયક!

ભીમો: જી!

ન્યાયાધીશઃ તમારો કેસ ખોટો છે. પાડી કોઇ બીજું ચોરી ગયું હશે. આરોપી તો તદ્દન ગાંડો છે. એ ચોરી કરી શકે તેમ છે નહિ. તમારી ફરિયાદ કાઢી નાંખવામાં આવે છે.

ભીમોઃ સાહેબ—સાહેબ—

હરિયોઃ સાહેબ—સાહેબ

શિરસ્તેદારઃ (નાકે આંગળી લગાડી) ચૂપ! હવે ઘેર જાઓ. ચૂકાદો અપાઇ ગયો. સાહેબ, બીજો કેસ કાઢું?

ન્યાયાધીશઃ નહિ. આજે મારે બીજો કેસ સાંભળવો નથી. પેલા પૂનમચંદના કેસના કાગળ લાવો. તે વાચવા હું અંદર જઈને બેસું છું.

(અંદર જાય છે)

(પડદો પડે છે.)

## પ્રવેશ ચોથો

સ્થળઃ શિવશંકર વકીલનું ઘર

પાત્રોઃ શિવશંકર અને ધીરજલાલ

શિવશંકરઃ (વાંચતો બેઠો છે, ધીરજલાલ આવે

છે) અરે ધીરજલાલ, પેલા પાંચા પટેલને ત્યાંથી ૪૫ રૂપિયા લાવવાના છે તે લઈ આવોને.

ધીરજલાલ: હું ગયો'તો સાહેબ. પણ તે તો કહે છે કે તારા શેઠને મોકલજે !

શિવશંકર: અરે, પણ હું તે કંઈ ઉઘરાણી જાઉં ? તમેજ માંગી લાવો ને.

ધીરજરામ: મને તો કંઈ દાદ દેતો નથી. તમે જશો તો જ પત્તો લાગશે.

શિવશંકર: દહાડા ઘણા થઇ ગયા ને હજુ રૂપિયા ન મળે એ કેવું ? લાવ, હું જઇ આવું.

( જાય છે )

## પ્રવેશ પાંચમો

**સ્થળ:** પાંચા પટેલની ઝુંપડી

**પાત્રો:** પાંચો ખાટલા પર બેઠો છે.
વકીલ આવે છે.

વકીલ: અરે પાંચા પટેલ ! તમે તો પછી કંઈ દેખાયાજ નહિને ? કેસ પૂરો થયો ને ગયા તે ગયાજ.

અમારી ફીનું પણ કંઇ કર્યું નહિ !

પાંચોઃ મ્યાઉં મ્યાઉં મ્યાઉં.

વકીલઃ વાહ પટેલ વાહ ! તમે બી બડા મજાક-ખોર લાગો છો ? ચાલો, ચાલો, હવે પૈસા કાઢો.

પાંચોઃ મ્યાઉં બ્યાઉં બ્યાઉં !

વકીલઃ અરે ! આ શું ? પટેલ, આ કંઈ કોરટ નથી ! આ તો તમારૂં ઘર છે ઘર ! કંઈ ઉંઘમાં તો નથી ! ચાલો ચાલો હવે મજાક જવા દો. મને ના-ણાંની ઘણી જરૂર છે તેથી જાતે આવવું પડયું.

પાંચોઃ મ્યાઉં જાતે, ઘાતે, ભાતે, ખાતે, માતે, લાતે, મ્યાઉં, બ્યાઉં, બ્યાઉં !

વકીલઃ (મનમાં) અરે, આ તો કંઈ વિચિત્ર મા-ણુસ લાગે છે. પત્થર તળે આવેલો હાથ કળે કળે કાઢવો પડશે. (નરમાશથી) ચાલો ચાલો પટેલ, એ ગડબડ જવાદો. એ નાટક તો આપણે ભજવ્યું ને તેમાં ફાવી પણ ગયા. માટે હવે એ ભૂલી જાવ. હવે ગાંડા થવામાં મઝા નથી.

પાંચોઃ મ્યાઉં...ગાંડા, બાંડા, દાંડા, હાંઠા, ખાંડા, નાડા મ્યાઉં બ્યાઉં બ્યાઉં.

વકીલઃ અરે પટેલ, કોરટને તમે મ્યાઉં કર્યું. ને



વળી સાથે સાથે મને પણ મ્યાઉંજ ? !

પાંચોઃ (હસીને) તમને તો મ્યાઉં પણ જે કોઇ આવે તેને મ્યાઉં. તમારો બાપ આવે તો તેને પણ મ્યાઉં બ્યાઉં વ્યાઉં.........

વકીલઃ અરે વાહ ! આ તો જબરો નીકળ્યો.

અલ્યા મીઆઉંડા ! પૈસા ધરી દે પૈસા !

પાંચો: મ્યાઉં મ્યાઉં મ્યાઉં !

(એમ કરતો બિલાડીની પેઠે કરડવાનો ચાળો કરતો વકીલ પર ધસી જાય છે એટલે વકીલ નાસી જાય છે.)

## પ્રવેશ છઠ્ઠો

સ્થળ: રસ્તો

પાત્ર: વકીલ

વકીલ: (પોતાની સાથેજ વિચાર કરે છે) આ તો ચોરને માથે ઘંટીચોર નીકળ્યો ! મારીજ લાકડી ને મારોજ વાંસો ! આ તો ભેંસના શીંગડા ભેંસનેજ ભારી પડ્યા ! મેં વળી ક્યાં આવી સલાહ આપી ? (કાન આમળતાં) હવે તો ભાઇ ! ખરેજ કાન આમળું છું ! આવી સલાહ ભૂલેચૂકે યે કોઈ અસીલને નહિ આપું.

(જાય છે)

**સમાપ્ત**

ગાંડીવ બાલોદ્યાનમાલાઃ પુષ્પ સાતમું

# બાળવિહાર (૧)

આ ચોપડી ખાસ વખણાઇ છે અને તેની બીજી આવૃત્તિ પણ બહાર પડી છે. એમાં વિજ્ઞાનના નિયમોને લગતી સરસ રસમય કથાઓ ચિત્રો સાથે આપેલી છે. બાળક જે હજારો સવાલો પૂછે છે તેના જવાબ એમાંથી મળી શકશે. દાખલા તરીકે સૂરજ કેમ બાળે છે, પૃથ્વી કેમ ફરે છે, ઘી પાણી કરતાં હલકું કેમ, છાપખાનામાં કેમ છપાય છે, બલુન કેમ ઉડે છે, ભમરડો, કનકવો, વગેરે વગેરે અનેક સિદ્ધાંતોની રસભર ગુંથણી કરવામાં આવી છે અને તેર ચૌદ વરસની ઉમ્મરનું એક પણ બાલક એ વાંચ્યા વિના નં રહે. એને વિજ્ઞાનનો શોખ જાગશે, કુદરતની લીલા સમજાશે, દુનિયામાં આગળ ધપવાની તાલાવેલી લાગશે. છ સાત ચિત્રો અને બોર્ડ ભરીનું મજબૂત પુંઠું રાખ્યું છે. કિંમત ૦-૧૨-૦ ટ. ખ. જૂદું.

અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલું છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલું છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.

# બાલોદ્યાનમાલાના કાયમી

# ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માળાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂ. ૪ અમારે ત્યાં અનામત મુકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે અનામત મુકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘર બેઠાં ચોપડા મળશે. આ રીતે મુકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણું મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે, તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂ. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડે જ, એવો કંઇ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંના પુસ્તકો ગ્રાહકને જોઇશે, તો પુરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ

મનીઓર્ડર કરો.

# બાળસાહિત્યનો ચાંદીનો હાર

| | | |
|---|---|---|
| ૧ | ટૉલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ૪ | મૂરખરાજ (ટૉલ્સ્ટોય) | ૦—૮—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦—૬—૦ |
| ૯ | વાઘોનું વન | ૦—૪—૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦—૪—૦ |
| ૧૧ | બરફીપુરી | ૦—૪—૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| ૧૪ | ફ્ચુંબર | ૦—૩—૦ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦—૪—૦ |
| ૨૨ | મિયાઉં | ૦—૧—૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| | ખાંયણાં | ૦—૫—૦ |

આખા સેટનું ટ. ખ. ૧—૧—૦